વાંચવા લાયક અને સમજવા લાયક

એક રસીલી વાર્તા.

# ફેશનની ફીશીયારી.

યાને

## ચાલુ જમાનાનો ચીતાર.

ભાગ ૨ બીજો.


રચી પ્રસિદ્ધ કર્તા.

એમ. જી. માસ્તર.





શ્રી જૈન પ્રીન્ટીંગ વર્કસ લીમીટેડમાં મટુભાઈ
ભાઇદાસે છાપ્યું. સુરત.

કિંમત ૦—૧—૦

જથાબંધ લેનારે જાતે મળવું

# ફેશનની ફીશીયારી

યાને

# ચાલુ જમાનાનો ચીતાર.



## ભાગ ૨ બીજો.

વાંચકો ! સવારમાં સાડા આઠને સુમારે કાન્તાએ પોતાના પતિ સોભાગ્યચંદને તદન નિરાશ કરી દઇને ઘર છોડયું. અને કિશોરીલાલને ગુપ્ત રીતે મળીને બધી હકીકત કહી. કિશોરીલાલ વાત સાંભળીને ખુશી થયા અને ઝટ તૈયાર થયા. ઘરમાં પોતાની માને, બાપને, ભાઇને કે સ્ત્રીને કોઇને પણ કહ્યા વિના કોમલાંગી કાન્તાની સાથે કિશોરીલાલ ગયા. બંને ત્યાંથી નીકળીને ટ્રામમાં બેસીને ગોખલેની હોટલમાં ગયા ત્યાં ખાનગી રૂમમાં બેસીને ચા પીધી, નાસ્તો કીધો અને ત્યાં બેઠા બેઠા બધો વિચાર કરીને ઉઠયા. પછી વાલકેશ્વરમાં કિશોરીલાલના મિત્રનો જે એક ખાલી બંગલો હતો તેની કુંચી મેળવીને કિશોરીલાલ તથા કાન્તા બંને ત્યાં ગયા અને આખો દિવસ આનંદમાં પસાર કરીને બંગલાની કુંચી ભૈયાને સોંપી દઇને તેઓ બંને કોઇપણ તેઓને ઓળખી નહિ શકે એવા ફેશનેબલ

પૂર ઠાઠમાઠમાં સ્ટેશનપર ગયા અને સુરતની ટીકીટ લઇને રાતની ફાસ્ટ ટ્રેનમાં બેસીને સુરત ગયા. સુરતમાં સ્ટેશનપર નગરશેઠની પીસીમાં એક દિવસ રહી મોજમઝા ઉડાવી હરી ફરીને વડોદરે ગયા અને ત્યાં એક અલાયદું મકાન લઇને રહ્યા અને આનંદ કરવા લાગ્યા.

એમ કરતાં કરતાં દશ બાર દિવસ ગયા પછી એક દિવસ બંને જણુ જ્યારે ખુશ મીજાજમાં બેઠા હતા ત્યારે કિશોરીલાલે કાન્તાને હસતાં હસતાં પુછ્યું:—

“ હે પ્રિયા ! કદાચ લોભીચંદ શેઠ અંહી આપણુને શોધી કાઢશે તો ? ”

“ તો શું ! કાંઈ તેની ચોરી કરી છે ? હું તેને ચોખ્ખો જવાબ દઇશ કે હવે મારે તમારે ત્યાં રહેવુંજ નથી. ” કાન્તાએ રોફથી કહ્યું.

“ પણુ કદાચ આપણુને ફોજદારીમાં ઘસડશે તો ? ” કિશોરી-લાલે પૂછ્યું.

“ અરે વહાલા ! તમે વાઘના જેવું કામ કરીને આમ બકરીના જેવું નરમ નરમ શું બોલો છો ? શું હું કાંઇ એની બંધાએલી છું ? જરા નહિ. તમારે બીલકુલ ગભરાવું નહિ. ફોજદારીથી કે ફોજદારીના બાપથી પણુ હું ડરતી નથી. મારી પાસે હજાર રસ્તા છે. અરે મારા નયનના તારા ને હૃદયના મણિ ચિત્તના ચોર વહાલા કિશોર ! તમારા [illegible]ને [illegible] હું મરતાં પણુ ડરવાની

નથી જ્યાં સુધી આ જીવમાં જીવ છે ત્યાં સુધી તો હું તમારો વાંકોવાળ થવા દઇશ નહિ. માટે બસ આનંદમાં રહો." કાન્તાએ હિમતથી કહ્યું.

"શાહબાશ છે પ્રિયા તારી હિંમતને! હું તને ખરા પ્રેમથી ચાહું છું" કિશોરીલાલે કાન્તાનો હાથ પોતાના હાથમાં લેતાં હસીને કહ્યું અને પછી ફોનોગ્રાફ ચાલુ કર્યું.

પ્રિય વાંચકો! એ પ્રમાણે કાન્તા અને કિશોરીલાલ તો વડોદરામાં મોજમઝા ઉડાવે છે પરંતુ તેઓનું નાશી જવું થયા પછી મુંબઇમાં શું બન્યું તે જુઓ.

કિશોરીલાલ સવારમાં ઘરમાંથી ગયા ત્યારે ઘરના માણસોએ ધાર્યું કે કાંઇ કામસર રોકાયા હશે. એમ કરતાં સાંજ પડી ને રાતના દશ થયા છતાં પણ જ્યારે કિશોરીલાલ ઘેર આવ્યા નહિ ત્યારે ઘરના સૌ માણસો ચિંતાતુર થયા. રાતે ને રાતે દોડાદોડ થઇ બધે ચોક્કસ તપાસ કરી પણ કાંઇ પત્તો લાગ્યો નહિ. પછી કિશોરીલાલના મોટાભાઇ હિરાલાલે બહારગામ પણ ઘણી તપાસ કરાવી પણ કાંઇ ભાઇસાહેબ જણાયા નહિ. વૃદ્ધ માતા પિતા પુત્રને માટે ઘણો શોક કરવા લાગ્યા, અને કિશોરીલાલની સ્ત્રી કે જેનું નામ રતિગવરી હતું અને જે ઘણી લાજ મર્યાદાવાળી તથા સુશીળ સ્વભાવની હતી તેણે જ્યારથી પતિ કહ્યા વિના ચાલ્યા ગયા એમ જાણ્યું ત્યારથી અન્ન ખાવું મુકી દીધું હતું પરંતુ પાંચ દિવસ વિત્યા પછી સાસુ સસરાએ રતિગવરીને સમજુતી આપી ત્યારે વડીલની આજ્ઞા પાળીને શરીરના આધાર જોગું અન્ન ખાવા લાગી પણ

તેણી અંતરમાં ભારે શોક કર્યા કરતી હતી. એમ કરતાં કરતાં લગભગ એક મહિને કોઇ માણસ તરફથી એવી ખબર મળી કે કિશોરીલાલ અહીંથી કોઇ શેઠીયાની સ્ત્રીને લઇને વડોદરે નાસી ગયો છે અને તે સ્ત્રી પણ તેની સાથેજ છે. આ વાત સાંભળીને હિરા- લાલ તે દિવસની રાતની ગાડીમાં ઉપડયા. તેમાં દૈવયોગે એવું બન્યું કે તેજ દિવસે બપોરે લોભીચંદ શેઠને પણ તેવીજ ખબર પડી કે તુરત શેઠ જાતે તૈયાર થયા, સ્ટેશને ગયા ટીકીટ લીધી અને ગાડીમાં બેઠા તો એવો જોગ બન્યો કે હિરાલાલ જે ગાડીમાં જતા હતા તેજ ગાડીમાં એટલુંજ નહિ પણ લોભીચંદ શેઠ અને હિરાલાલ બંને એકજ ડબ્બામાં સામસામા બેસી ગયા હતા. ગાડી ઉપડયા બાદ થોડીવારે લોભીચંદ શેઠે પાનની ચમચી છોડીને સામે કોઇ સારૂં માણસ બેઠું છે એમ સમજીને એક પાન હિરાલાલને આપ્યું. હિરાલાલે વિવેકથી સ્વીકાર્યું અને નવરા બેઠા બેઠા શેઠની સાથે વાત ચલાવી:—શેઠ! આપ કયાંના રહીશ છો? લોભીચંદે કહ્યું કે શેઠ! અમે મૂળ રહીશ તો કચ્છના છીએ પણ ધંધા રોજગારને માટે મારા બાપ મુંબઇ આવીને રહ્યા હતા ત્યારથી હું મુંબઇમાંજ છું.

હિરાલાલ—ત્યારે હાલ કયાં પધારો છો?

લોભીચંદ—જરા વડોદરા સુધી જવું છે.

હિરાલાલ—(શેઠની સામે જરીવાર ટીકી ટીકીને જોઇને) શેઠ કહો ન કહો પણ તમારૂં મુખારવિંદ કાંઇ દીલગીરી ભરેલું દેખાય છે! આટલું કહેતામાં તો શેઠની આંખમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં અને કાંઇ બોલી શકયાં નહિ. ત્યારે હિરાલાલે કહ્યું, શેઠ! તમને જે દુઃખ હોય તે કહો, ગભરાઓ નહિ, હું પણ વડોદરેજ આવનાર છું, હું જરૂર તમને બનતી મદદ કરીશ. કહો શું છે?

લોભીચંદ શેટ—શેઠ! મારી પહેલી વારની ધણીઆણી મરી ગયા પછી મેં બીજી સ્ત્રી કરી છે. તે મારા ધડપણને લીધે મારા કાબુમાં રહી શકી નહિ અને ફેશનના કાબુમાં રહી. ભૈયા ધાટીઓ રખાવ્યા, ખર્ચ વધાર્યા પોતે ભારેમાં ભારે સાડીઓ. પોલકા, બુટ, સ્ટોકીંગ્સ, છત્રી, ચસ્મા વિગેરે પહેરવા લાગી અને મને બારણા બહાર ઉભો રાખીને પરપુરૂષ સાથે પ્રેમ કરવા લાગી. તે બધું સહન કરતાં છતાં પણ આશરે એક મહિના ઉપર એક મોટર અને સાચા મોતીનો હાર વસાવવાને બે લાખ રૂપીઆની તેણે મારી પાસે માંગણી કરી. મેં તે મોટી રકમ આપવાની ના કહી તેથી તે રીસાઇને નાસી ગઇ છે. તેની પાસે પચ્ચીસ હજારના જેવરના દાગીના છે. આજે બપોરેજ સાંભળ્યું કે તે એક વાણીયા સાથે વડોદરે નાસી ગઈ છે તેથી વડોદરે જાઉં છું. જે થાય તે ખરૂં!

જેવું શેઠે કહ્યું કે "તે રીસાઇને નાસી ગઇ છે" તેવુંજ હિરાલાલે પોતાના મનમાં વિચાર્યું કે કિશોરીભાઈ આ બુઢ્ઢાનું ઘર મારીને નાસી ગયા હોય એમ લાગે છે. ઠીક પણ હાલ ભેદ બોલવો નહિ. એમ વિચારીને કહ્યું. શેઠ! ખરૂં પુછો તો મોટી ઉમરે પરણવામાં કાંઇ સાર નથી; અને ફેશનના ફાંસામાં જે સ્ત્રી પુરૂષો ફસાય છે તે છુટા થવાને બદલે ઉલટા ફસાતા જાય છે. અરે રામ! તમે મોટા દુઃખમાં છો. ઠીક પણ હું તમને વડોદરામાં મળીશ અને તમારા કામમાં બનતી મદદ જરૂર કરીશ. ગભરાઓ નહિ. પછી તે બંને જણા થોડીક વાતચીત કરી ઉંઘી ગયા અને સવાર થતાં વડોદરે ઉતર્યા. હિરાલાલે લોભીચંદને વીસીમાં મળવાનું કહીને ભાડાની ગાડી કરીને શહેરમાં જઇને એક વીસીમાં મુકામ કર્યો ત્યાં નાસ્તો કીધો અને શહેરમાં તપાસ કરવા લાગ્યા તપાસ કરતાં કરતાં થાકી ગયા અને પાછા ફરતાં ચોતરફ નજર ફેરવીને ચાલતાં એક ઉંચા મકાનના ગોખમાં નજર પડી તો એક માણસ ફેશનના પૂર ભપકામાં પાટલુનના ખીસામાં હાથ ઘાલીને ઉભેલો દીઠો. વાંચકો! તે ઉભેલો પુરૂષ બીજો કોઈ નહોતો પણ જેને હિરાલાલ શોધતા હતા તેજ તેનો નાનો ભાઇ કિશોરીલાલ હતો. કિશોરીલાલને જોતાંજ હિરાલાલ ધસીને તે ઘરમાં ગયા અને ઉપર જુએ છે તો ટેબલ ખુરશી કોચ કબાટ એક તરફ હારમોનીયમ બીજી તરફ ફોનોગ્રાફ વિગેરેનો પૂર ઠાઠ માઠ જોયો ત્યાં પેલા લોભીચંદની કાન્તા

ચસ્મા ચઢાવીને સુધરેલી પારસણના જેવાજ ડ્રેસમાં પેપર વાંચતી બેઠેલી હતી. હિરાલાલે ખસીને ગોખમાં જઇને કહ્યું. કેમ ભાઈ કિશોરી ! કે ઝટ કિશોરીલાલે સામે જોયું શરમાયો અને આવો ભાઈ કહીને હાથ પકડીને હિરાલાલને અંદર ખુરશીપર બેસાડયા અને રામા પાસે પાણી પાન સોપારી મંગાવીને ટેબલપર મુકાવ્યા.

---

## ફેશનનો વરઘોડો.

" આવો ભાઇ " કહીને બેસાડતાં જોઇને કાન્તાના પેટમાં ફાળ પડી અને ત્યાંથી ઉઠી જઈને ગોખમાં બેઠી.

હિરાલાલે પાણી પીધું પાન ખાધું અને પછી ધીરે રહીને સ્નેહથી કહ્યું ભાઇ કિશોરી ! જરા સાંભળ ! પરમેશ્વરના સોગન આપીને હું તને કહુ છું. કે મને મોટો ભાઇ નહિ માનતાં એક સાચો મિત્ર સમજીને શરમ મુકીને મને ખરેખરૂં કહી દે કે વગર કહે ઘરડા માબાપને અને વહાલી સ્ત્રીને છોડીને અહીં શા માટે આવીને રહ્યો છે ?

" મોટા ભાઇ ! હું તમને સાચુંજ કહું છું કે આ ગોખમાં બેઠેલી પેલી સુંદરી મારા મનનું રંગીલું રમકડું છે તેણીને તેના ધણી લોભીચંદ સાથે તકરાર થઇ તેથી તે નાસી આવી છે

અને મને પણ સાથે લાવી છે. શું કરૂં પ્રેમ બહુ બુરી વસ્તુ છે." કિશોરીલાલે સાચું કહી દીધું અને સ્હેજ શરમાતાં નીચું જોયું.

" ભાઇ કિશોરી ! કાંઇ હરકત નહિ પણ વારૂ રતિગવરીના કરતાં આ સ્ત્રી ઉપર તારૂં મન આટલું બધું કેમ લાગ્યું ?" હિરાલાલે પુછ્યું.

" તેનું કારણ એજ કે આ પ્રેમની પુતળી ફેશનદાર છે અને તે ફેશનમાં બીલકુલ સમજતીજ નથી તેથી " કિશોરીલાલે જવાબ આપ્યો.

" અરે ભાઇ કિશોરી ! બસ ! આવા નજીવા કારણને ખાતર દશ માસ ઉદરમાં રાખનાર, જન્મ આપનાર અને તને અનેક પ્રકારના લાડ લડાવીને પાળી પોષીને મોટો કરનાર માને તથા બાપને ભાઇને અને રતિગવરી જેવી સુશીળ સ્ત્રી કે જેણે તારૂં નાશીજવું થવાથી હજુ પણ પેટ ભરીને ભોજન કીધું નથી તે સઘળાંને તજીને નાશીઆવતાં તને કાંઇજ પણ વિચાર થયો નહિ ? !" હિરાલાલે સાબીત નસ પકડી.

આ સાંભળીને કિશોરીલાલ કાંઇજ પણ બોલ્યો નહિ. ત્યારે હિરાલાલે કહ્યું, ભાઇ ! એ બાઇને જરા અંદર બોલાવ ! મારે કંઈ પુછવું છે. એટલે કિશોરીલાલે કાન્તાને બોલાવી કે કાન્તા ઉઠીને અંદર આવી અને રોફમાંને રોફમાં એક ખુરશી ખસેડીને સામી બાજુએ બેઠી.

બાઈ ગુસ્સો નહિ લાવતાં હોં. હું તમને સ્વાભાવિક પુછુછું કે તમે તમારા ધણીનું ઘર કેમ છોડયું ? હિરાલાલે પુછ્યું.

"બસ, મારી મરજી" કાન્તાએ રોફથી જવાબ આપ્યો.

"અરે વાહ ! 'મારી મરજી' આતે જવાબ કે મશ્કરી ? સ્ત્રીને મરજી પ્રમાણે ચાલવાનું છેજ નહિ. નાનપણમાં બાપના તાબામાં, જુવાનીમાં ધણીના તાબામાં અને ઘડપણમાં છોકરાઓના તાબામાં રહેવાનું છે. સ્ત્રીઓને માટે કહ્યું છે કે "**દૈવતં ચપતિં સ્મૃતમ્**" પતિ એજ દૈવત છે. પતિ સિવાય સ્ત્રીઓને માટે બીજો ધર્મજ નથી. પતિ ચાહે વૃદ્ધ, રોગી, મુરખો, નિર્ધન અરે વધારે તો શું પણ આંધળો, લુલો, લંગડો કે ક્રોધી ગમે તેવો હોય તો પણ કદિ પતિનું અપમાન કરવું નહિ અને દુર્ભાષણ બોલવું નહિ. અને તમેતો કહોછો કે '**મારી મરજી**' એ કેટલું બધું ખોટું !" હિરાલાલે સમજાવતાં કહ્યું.

"અરે બસ, બહુ થયું. કાંય ખાલી માથું દુખાવો છો ? જરા સમજો ! એ જરા પણ ખોટું નથી ઉલટું સૌથી સારૂં છે. એ તમારા શાસ્ત્ર બાસ્ત્રને તો અમે નોન્સન્સ જેવા સમજીએ છીએ. શું મારા જેવી ફાંકડી ગુલાબના ફુલ જેવી એક સકોમળ સુંદર સ્ત્રી લોભીચંદ જેવો ભોટ ભાખુદાસ ઘરડા ઢોર જેવો અકલ વગરનો ઢઉઓ કે જેની હમેશાં આંખો ગળે અને નાકમાંથી તપખીરના રેલે રેલા ઉતરે તેવા ગંદા ગોબા બદશીકલ ધોબાને ત્યાં પડી

રહે ! અને તેની આજ્ઞામાં રહે ? ! શું એને તમે સારૂં કહોછો ? અરે રામ ! એક પ્રોફેસરને બીન અપરાધે એક અંધારા ભોંયરામાં ગોંધીને ધગધગતા લોઢાના સળીયાના ડામ દઇ દઇને મારી નાંખવાની સજા જેવીજ તમેતો તેવી સ્ત્રીઓને માટે સજા ફરમાવોછો. પણ તે સજા કોણ હું સહન કરૂં ? કદિ નહિ.” કાન્તાએ કહ્યું.

એ પ્રમાણે વાત થાય છે એટલે રામો એક કાર્ડ લઇને આવ્યો અને તે કિશોરીલાલને આપ્યો કિશોરીલાલે વાંચીને કહ્યું કે આવવાદો એટલે આગળ વડોદરાના નામીચા શેઠ ગોરધનદાસ આવ્યા અને પાછળ તેમના મિત્ર અને કાન્તાના શોધક લોભીચંદ શેઠ આવ્યા આ બંનેને જોતાં બરોબર કાન્તા ગોખમાં ચાલી ગઇ અને કિશોરીલાલ ગભરાયો પણ સાહેબજી કહીને બંનેને માનથી બેસાડયા. બેઠા પછી લોભીચંદ શેઠની હિરાલાલ પર નજર પડી કે સામ સામી સલામ થઇ.

પછી ગોરધનદાસ શેઠે કાન્તાને બોલાવીને સમજુતી આપીને તેમજ દમ આપીને ઘણું કહ્યું પણ કાન્તા જેનું નામ તે બીલકુલ એકની બે થઇ નહિ અને એવા એવા વિચિત્ર જવાબો આપ્યા કે ગોરધનદાસ ઉલટા શરમાયા અને કંટાળ્યા.

પછી છેવટે જ્યારે લોભીચંદે હીરાલાલને જરા દૂર બોલાવીને હાથ જોડીને વિનંતી કરી કે આપ એ લોકોને સમજાવો અને

મારૂં આટલું કામ કરી આપો. ** ત્યારે હિરાલાલે કિશોરીલાલને તેમજ કાન્તાને નીચે બોલાવીને બેસાડીને આડી રીતે ખુલ્લે ખુલ્લું ઘણું સમજાવ્યું અને અંતમાં કહ્યું કે પાંચ દશ વર્ષે પણ એ ડોસો તો મરશે અને પછી એની મીલ્કત કે જે તમારીજ છે તે આગલા પાછલા ખાઈ જશે. હાલ તમારા બેના પ્રેમની વચ્ચે એ ડોસો કે અમે કોઇ આડે આવતાં નથી તો પછી તમને શી હરકત છે ? કાંઇજ નથી. અને નહિતો આ પચ્ચીસ હજારની ચટણી થઇ જશે પછી તમને ખાવાના સાંસાં પડશે અને નોકરી કરવી પડશે માટે સમજો કેમકે જાતે ડોસો અને હું તેડવા આવ્યા છીએ તો માનભેર આવવું એજ સારૂં છે. એવું એવું ઘણું સમજાવીને આખરે બંનેની પાસે હા કહેવડાવીને લોભીચંદનું મુખ હસતું કર્યું અને તેજ રાત્રે લોભીચંદ શેઠ, હીરાલાલ, કાન્તા અને કિશોરીલાલ બધા વડોદરેથી ઉપડી મુંબઇ ગયા.



## છેલ્લા બહાર.

દૈવની ગતિ ન્યારિ છે. તે પછી બરોબર સવા વર્ષે કિશોરીલાલના બાપ મરી ગયા એટલે હિરાલાલ અને કિશોરીલાલ ભાગ લાગ વેંચીને બંને જુદા પડયા. અને તે પછી બરોબર અગીયાર મહીને લોભીચંદ શેઠ મરી ગયા કે તુરત કિશોરીલાલે નોકરી છોડી દીધી અને કાન્તાની સાથેજ પોતે પોતાના કુટુંબ સહિત રહ્યો.

કિશોરીએ અને કાન્તાએ બે મોટરો વસાવી વીજળીના પંખાઓ વસાવ્યા અને ફેશનના ફાંસામાં પડેલા તે બેઉએ ખોટા ખોટા મોટા ખરચો કરી કરીને થોડા વખતમાં બધી મીલકત ફના કીધી. પાંચ વરસમાં પાછું બધું વેચી સાટી દીધું, મવાલી બન્યા, પુષ્કળ દેવાંદાર થયા અને છેવટ કિશોરીભાઈ પાછા ૪૦) રૂા. ચાળીસના પગારે એક ઓફીસમાં કલાર્કની નોકરી કરવા લાગ્યા. અને એક નાની ભાડુતી ઓરડીમાં રતિગવરી, એક નાની છોકરી અને પેલા કાન્તા બાઇ એ ત્રણુને લઇને કિશોરીલાલ રહ્યા અને મુંબઇ જેવા ખરચાળુ શહેરમાં તેટલીજ જુજ રકમમાં પોતે પોતાનું ગુજરાન ચલાવા લાગ્યો અને પોતે તેમજ કાન્તા ફેશન ફેશન કરી કરીને નાહક મીલકત ફના કરી નાંખી તેને માટે રાત દિવસ પસ્તાવો કરવા લાગ્યા. વાહરે ફેશનની ફીસીયારી વાહ !!!



# જાહેર ખબર.



ફેન્સી !　　ફેન્સી !　　ફેન્સી !

## દક્ષિણી પાઘડીના ખોકા.

લોકપ્રિય થઇ પડેલી હમારી પાઘડી અનહદ ખુબસુરતીવાળી છે કેમકે હમો કપડું તથા કસબ ઘણો ઉંચો વાપરીને ઘણી ખંત લઇને છેલ્લામાં છેલ્લી શોધ મુજબ ઘણી સારી પાઘડી બનાવીએ છીએ. તે બાબતમાં હમારી પાસે સંખ્યાબંધ સર્ટીફીકેટો છે પણ " હમારા માલનો બહોળો ઉપાડ " એજ સઉથી મોટું સર્ટીફીકેટ છે. માટે દરેક સદગૃહસ્થ હમારી મુલાકાત લઇ ખાત્રી કરશે એવી આશા છે.

**ધીરજલાલ દેવચંદ ઘર નંબર (૧૮૧)**

બેગમપુરા દુધારાશેરી. **સુરત.**

જરા ધ્યાન પૂર્વક વાંચો ! ! !

# વિજયાવટી

નિઃસંદેહ "વિજયાવટી" એક અલભ્ય તથા અદ્ભુત દવા છે. કેમકે એ "વિજયાવટી" કોઇપણ પ્રકારનો વિર્યનો વિકાર દૂર કરે છે, અને માત્ર થોડાજ દિવસમાં શરીરમાં અખૂટ શક્તિ લાવી બુઢ્ઢાને પણ જુવાન જેવા તાકાતવાળા બનાવે છે તો જુવાનોને માટે આ દવા અમૂલ્ય રત્ન રૂપ યા દૈવી અમૃત રૂપ હોય એમાં નવાઇ શી ? ગમે તેવો કમજોર માણસ હોય તોએ શું ? ફક્ત થોડાજ દિવસ વિજયાવટી ખાવાથી શરીરમાં શક્તિની વૃદ્ધિ થઇને લાલ ગુલાબી ચમક ચમકી ઉઠશે; અને મન પ્રફુલ્લિત રહેશે. શરીરની દુર્બળતા માટે, ધાતુવિકાર માટે, પ્રમેહાદિને માટે, સાંધામાં થતા દુખાવાને માટે, ચક્કરને માટે, સંતાનને માટે, ભોજનમાં થતી અરૂચિને માટે, સ્હેજ મહેનત કરવામાં થતી હાંફને માટે અને શરીરની ઉષ્ણતાને માટે જો દવા ખાઇ ખાઇને કંટાળ્યા હો તો ખાત્રી પૂર્વક અમારી ખાસ ભલામણ છે કે એક વાર અમારી "વિજયાવટી" ખાઓ ! ખરે ખરૂંજ માનજો કે વિજયાવટી વિના તમે તમારો વિજય કદીપણ કરી શકશો નહિ. કિં. ૩૦ ગોળીની ડબ્બી એકનો રૂ. ૧।

શ્રી "વિજય" કાર્યાલય.

દેસાઇપોળ સુરત.